# ભાવ કોહોનાપર રાખવો જોઇએ.



## IN WHOM SHALL WE TRUST.



No 2. Bombay Tract and Book Society.
4th Ed. 7,000 Copies.

મુમબઈમધ્યે ઓરીએન્ટલ છાપખાનામાં
છાપ્યું. શને ૧૮૭૦.

# ભાવ કોહોનાપર રાખવો જોઇએ.

## IN WHOM SHALL WE TRUST.

---

શઘલાં માંણશ પાપી છે, શહુએ પરમેશવરની આગના તોડીછે, એ બાબત શરવ કબુલ કરેછે. તો શહુની વાત કઠણ છે, કાંજે પાપથી પરમેશવરનો કોપ થાએછે, પાપથી અનેક પરકારનાં દુખ આવેછે; ને અંતે પાપે નરક મલેછે. માંણશોની વાત હેવી છે તો પોતાનો ઊધાર કેંમ થશે? પોતે આ ભુંડા હાલમાંથી શી રીતે નીકલે, પોતે કેંમ તરે, એ શહુ કરતાં મોહોટી વાત છે. એ વાત શંમંધી જો ચુક થઇ એ વાત શંમંધી જો પોતે ફશો તો પોતાનો ખરો

નાશ થાએછે માટે એ વાતનો પુરો વીચાર કરવો જોઇએ.

ભાવ હોશે તો માંણસ તરશે; ભાવે શઘલું થશે હેવું ઘણાં લોકોનું બોલવું છે. ભાવે માંણસ તરેછ એ ખરી વાત છે. ભાવ જો ખરો હોશે ને ઘટતે ઠકાંણે રાખો હોશે તો માંણસ તરશે. પણ ભાવ જો ખરો નહી હોશે અથવા અઘટતે ઠકાંણે રાખો હોશે, તો તે માંણશ શી રીતે તરશે? તે નથીજ તરવાનો; તે વચોવચજ બુડશે. ઘણા લોકોનો ભાવ ખોટો છે ને ખોટે ઠકાંણે રાખેલો છે તે શારૂ ઘણાં લોકોનો નાશ થશે. કોઇ માંણશને જો નદીને પાર જવું હોએ તો તેને શારી હોડી જોઇને તેમાં બેશવું જોઇએ. જેહને કાંણાં પડાં હોએ તેહેવી હોડી જો તેણે લીધી તો પાણી અંદર આવેછે, ને તે ડુબશે. એ હો-

ડી મને પાર લઇ જશે હેવો મને પુરો ભરોશો છે હેવો મોટો ભાવ જો તણે રાખો તો તેનો ભાવ તેને તારવાનો નથી. તેની હોડીને કાંણાં પડેલાં છે માટે પાણી માંહિ આવશે ને તે નીશચે બુડશે. કોઇ વટેમારગુ પોતાનો રશતો ચુકીને આડમારગે જો નીકલો, તેહેને જો કોઇ ભલું માંણશ મલીને કેહછે કે ઓ ભાઇ, એ તાહારો રશતો નથી, એ રશતો રાંનમાં જાએછ ને તે વટેમારગુ જો તેહેને એમ જવાબ દે કે, તું જુઠો છે, એજ મારો રશતો છે એપરજ હું ચાલીશ, હેનો મને પુરો ભરોશો છે; તો તે માંણશ જાંહાં તેહેને જવું છે તાંહાં શું તે પોહોંચશે? તેનો ભાવ શું તેહને પોહોંચાડશે? કોઇ માંણશ હાથમાં જેર લઇને એ અમરત છે એ પીધે હું કધી મરવાનો નથી હેવું જાણીને તે પીશે તો

શું તે જીવશે? તેહેનો ભાવ શું તેહેને બ-
ચાવશે? જો કોઇ માહા દલદરી માંણશ
બીજા દલદરી માંણશ કણે રૂપીઆ માગવા-
ને જાએ, ને હેનાથી મને નીશચે રૂપીઆ
મલશે હેવો ભાવ રાખશે, તો તેને શું રૂપી-
આ મલશે? તેનો ભાવ શું તેહને રૂપીઆ
આપશે? કોઇ માંણશ રાજાને જોવા ચા-
હેછે તે શારૂ રાજદરબારમાં તે જવાને નીક-
લો, રશતામાં તેહને કોઇ હલકો નીચ માં-
ણશ મલીને કેહેછે કે હીઆંનો રાજા હુંજ
છઊં એ ખરો રાજા છે હેવો જો બીજાએ
ભાવ કરો તો તેહેના ભાવે શું તે રાજા
થએ?

શંશારની વાત. શંમંધી લોક ડાહા છે. જે
કંઇ કરવાનું છે તે આગલ પાછલ જોઇને
કરેછે, વીચાર કરા વગર કંઇ કરતા નથી.
જો કોઇને ચાકર રાખવો હોએ તો તે કેહે-

વો કાંહાંનો છે તે આબરૂનું માંણશ છે કે નહી હેવી શોધ કરીને રાખેછે, હર કોઇને રાખતા નથી. શાહુકારની પાશે જો થાંપણ મુકવી હોએ તો શારો એતબારી જોઇને થાંપણ મુકેછે; કોઇ લુચા પાશે શોંપતા નથી. જે ભોલા છે તેઓજ શંશારમાં એકલા ફશેછે. પણ ઊધારમાં ડાહા તથા મુરખ બેહુજ ફશેછે, કેમકે વીચાર કરતા નથી. શંશારમાં શારા નઠારાં કાંમનાં ન કાંમનાં એવાં કાંમોનાં વિચાર થાએછે પણ ધરમ શંમંધી કંઇજ વીચાર થતો નથી એ શારી વાત નથી.

પરમેશવરે લોકોને બુધી શા વાશતે આપી? હેને કાંમમાં લાવવી એશારૂ આપી છે. પણ હેને કોઇ તેહેનાં કામમાં નથી લાવતું; હેનો ખરચ કોઈ કરતું નથી. ગેટાનાં ટોલાની જેહેવી વાત છે તેહેવી મા-

ણશની વાત છે. ગેટાનું ટોલું પુલ પર ચાલું છે ને પેહલું ગેટું પુલ કુદીને નદીને નદીમાં કુદીપડું, એ જોઇને શવલાં કુદીપડાં. એ દેખીને એક પણ રેહું નહીં શહુનો નાશ થઓછે. તેહેવી માણશોની વાત છે. ઘરડાઓએ જેહેવું કરૂં તેહેવું હમે કરીએ, એ શરવ લોકોનું બોલવું છે. પણ ઘરડાઓએ શારાં કાંમ કરાં, ભુંડાં કાંમ કર એ વીચાર કોઇજ કરતું નથી. ઘરડા જો ફશેલા હુતા તો શહુ ફશોછે. ઓ ભાઇઓ, તમે એમ ફશોમો બુધી પરથી ઢાંકણું કાહાડી લો બુધીને વાપરો અગનાંને પોતાનો નાશ કેમ કરોછો? વીચાર વગર તમે તમારો ઘાત શામાટે કરોછો? અરે જાગરૂત થાઓ! જાગરૂત થાઓ! ગનાનને જગાડવાની હું તમારી વીનંતી કરૂંછઉં તમારો ભાવ કોહોનાપર છે કહે ઠેકાંણે રા-

ખેલો છે હેનો વીચાર કરો કાંજે તમારો ભાવ જો ખરો હોએ ને શારે ઠેકાંણે રાખેલો હોએ તો તમારો ઉધાર થશે, પણ તમારો ભાવ જો ખોટો હોએ અથવા અઘટતે ઠેકાંણે રાખેલો હોએ તો તમારો નાશ થશે. એ વાતનો શંધે તમારા મનમાં રેહેવા ન દેતા પણ પુરી ખાતરજમે કરી લો.

જે ખરો છે તે વીચારતાં બીહીતો નથી, પણ જે ખોટો છે તેજ એકલો વીચારતાં બીહેછે. જે ભલું માંણુશ છે તેહેને અજવાલાની ઇછા છે; તેહેને દીશે ચાલવું શારૂં લાગેછે, પણ જે ચોર છે તેહેને દીશે ચોરી કરવી ગમતી નથી, પાણ રાતરે કરવી ગમેછે તે શારૂ તેહેને અંધારૂં વાહાલું છે. કોઇ માંણુશે બીજા પર ફરીઆદી કરી તેણે જો કંઈ અપરાધ કરો ન હોએ તો તે ઇનશાફથી બીહીતો નથી. પણ આગલ આ-

વીને માહારો પકો ઇનશાફ કરો એમ કેહેછે. જણે ખરો અપરાધ કર્યો એકલો તેજ ઇનશાફથી બીહેછે. તમારો ભાવ શારે ઠેકાંણે રાખેલો છે હેવો જો વીચાર કરા પર તમારી ખાતરજમે થઈ તો તમને આનંદ થશે ને ભાવ ખોટે ઠેકાંણે રાખેલો છે એમ જો વીચાર કરા પર શમજા તો વીચાર કરવાનો મોહોટો નફો થએો કેમકે એમ શામજાપર તે ખોટા ઠેકાંણા પરથી ભાવ કાહાડવો ને શારે ઠેકાંણે રાખવો હેવું પોતાને ઠીક પડશે. કોઈ પુરશને જો મોટો રોગ થએો ને તે તે જાંણતો નથી તો રોગ વહેતો વહતો વધશે ને તે પુરશ મરશે. પણ રોગ થએોછે એમ જાંણતાં વઇદ પાશે તે જઇને કંઇ ઓશડ લેઈને તે રોગ ટાલેછે. હેવીજ તમારી વાત છે, તમારો ભાવ જો ખોટો છે ને વીચાર ન કરાથી એ તમારા જાંણમાં આ-

વતું નથી તો તમારો નાશ થશે. પણ વીચાર કરાપર એ જાંણીને જો તમે પોતાનો ભાવ શારા ઠેકાંણાપર રાખોછો તો તમારૂં કલાંણ થશે.

હીંદુ લોક ઘણું કરીને ભરમા, વીશનુ, શીવ, રામ તથા કરશન પર પોતાનો ભાવ રાખેછે. તેઓપર ભાવ રાખવાથી તમારો ઊધાર થશે કે નહીં હેનો વીચાર કરો. હીંદુ લોકોના ધરમની નીંદા હમે કરીએછે અથવા હીંદુના દેવોની નીંદા કરીએછ એમ કોઇ ન શમજો. નીંદા કરવી એ હમારી ઇછા નથી પણ શાચી વાત બોલીને તમારૂં ગનાન જગાડવા એ હમારી ઇછા છે. નીંદા કરવાથી માંણશને રીશ ચહડેછે પણ શાચી વાત બોલવાથી ગનાન આવેછે ને મનની ખાતરજમે થાએછે. હમે નીંદા કરીએછ એમ કોઇ ન માંનો. પણ

હમારી વાત ખરી છે કે ખોટી છે હેનો વીચાર શહુને કરવો જોઇએ. હમે પોતાનાં મનમાંની વાત બોલતાં નથી. વેદ શાશતર પુરાણમાં જે વરણન કીધેલું છે તેજ એકલું હમે કહીએછઇએ. હવે હું તમને એક વાત પુછું છઉં. ભરમા વગેરે પર તમે શામાટે ભાવ રાખોછો? તઓ ખરાજ પરમેશવર છે એ શંમંધી શું તમારી પુરી ખાતરજમે થઇ? તઓને પરમેશવર શામાટે કોહોછો, હેનો વીચાર તમે કોઇ વાર કીધો કે નહી? જો કીધો ન હોએ તો હવે કરવો જોઇએ. ખરા પરમેશવરની તથા ખોટા પરમેશવરની નીશાંણી છે. તો નીશાંણી કેહેવી છે એમ જો કેહેશો તો શાંભલો. જે ખરો પરમેશવર છે તે અતીશુધ પરમ પવીતર છે. કંઇજ પાપ તથી શેહેવાતું નથી, તેહેને પાપનો મોહોટો દ-

વેશ છે. કેંમકે તેહેનો શભાવ પવીતરજ છે, તેહેને કેવલ પવીતરાઇ ગમેછે. એ વાત ખરી છે માટે જે દેવને પાપ વલગેલું છે તે ખરો પરમેશવર નથી. એ નીશાંણી મનમાં રાખીને ભરમા વગેરેની વાત જુઓ. ભરમા શંમંધી શાશતરમાં એમ લખું છે કે તેણે પોતાની દીકરી શાથે છીનાલું કરૂં, તે માટે તેહેને શરાપ થઓ. તે શરાપથી હજી શુધી તેનું અપમાંન થાએછે, તે પાપથી તે કેવલ ભરશટ અપવીતર થઓ, તે પાપથી તેની પુજા કોઇ કરતો નથી, તેહેનું નામ કોઇ લેતું નથી ને તેહેનું દેહેરૂં કોઇ પણ બાંધતું નથી. વલી વરણન કીધું છે કે પેહેલાં ભરમાનાં પાંચ માથાં હુતાં પણ તેણે પાપ કીધું માટે શીવે તેહેનું એક માથું કાપીનાંખું: ભરમા હેવો છતાં તેપર કોઇને કેંમ ભાવ રાખવો?

હવે વીશનુની વાત કેહેવી છે એ શાંભલી લો. શાશતરમાં તેનું વરણન હેવું કીધેલું છે કે પોતાના શતરૂઓને ફશાવવા શારૂ તેણે કેટલીએક વાર કપટ કીધાં, કેટલીએક વાર જુઠાં કહ્યાં, પણ જે ખરો પરમેશાવર છે તેથી કપટ અથવા જુઠું શેહેવાતું નથી ને પોતે કરતો નથી માટે વીશનુને ખરો પરમેશાવર કેમ કેહીએ.

હવે શીવનું વરણન શાંભલો. રૂદર ભએંકર શંધાર કરનાર હેવાં તેનાં નામ છે; મુએલા માંણશોની ખોપરીઓ લઇને માલા કરેછે ને પોતાનાં ગલામાં ઘાલીને શમશાંનમાં નાગો નાચેછે હેવું તેનું વરણન કરેલું છે. લીંગની પુજા કેમ થાપન કરાઇ એ વાત શઉ જાણતા હોશે. શાશતરમાં એમ લખ્યું છે કે એક દાહાડો શીવ લાજ મુકીને કોઇ એક રૂશીની આગલ નાગો

નાચવા લાગો. તાહારે તે રૂશીને કરોધ આએવો માટે શીવને શરાપ દીધા તે રૂશીના શરાપથી શીવને શું થઉ ને એથી લીંગની પુજા કેમ થાપન કરાઇ એઓની વાત વીગતવાર શાશતરમાં લખી છે. પણ હમારાથી લખવાતું નથી હેવી અમંગલ મલીન વાતો હમો ખરીશટી લોકોમાંના જો કોઇ બોલે તો ઘણી શરમ લાગશે. તમારામાં શું એમછે? હેવી વાત છતાં શીવને ખરો પરમેશવર કેમ કેહેવો? અરે તમારી બુધી કાંહાંછે, તમારી લાજ કહે ઠકાંણે ગઇ? એ વાતનો વીચાર શારીપઠે કરો. એ વાત ખરા પરમેશવરને લાએક છે કે નાલાએક છે એ જોવું જોઇએ. હીંદુના દેશથી જે દેશ આગોછે તાંહાંના લોકોને જો કોઇ એમ કહે કે પરથવીની પીઠ પર લીંગની પુજા કરનારા હેવા લોક છે તો તેઓ-

માંનોં કોઇ પણ વીશવાશ નહી કરશો. લાજ મુકીને લીંગની પુજા કરે હેવા લોક કોઇ ઠેકાણે નથી એમ શહુ પણ કેહેશો. પણ હીંદુ લોક તેહેવાજં છે. હીંદુ લોકોની બઇરીઓ દાહાડી દાહાડી લીંગની પુજા કરે છે. હેવી પુજા કરવાથી તેઓની લજા વધી જાએછે કે ઘટી જાએછે એ જુઓ. હેવી પુજા કરવાથી તેઓનાં મન પવીતર થાએછે અથવા પાપની વાશના છુટેછે એ પણ જુઓ. અરે હું તમારી વીનંતી કરૂં છઉં કે એ વાતનો વીચાર તમે પોતાની બુધીથી કરી જુઓ. એ વાત શારીછે, એ વાત પરમેશવરને લાએક છે એમ જો તમારી બુધી કેહે તો શીવપર ભાવ રાખવો; પણ એ ભુંડી વાત છે, એ નાલાએક વાત છે એમ જો તમારી બુધી કેહે તો શીવ પર ભાવ કેમ રાખવો?

હવે રામ તથા કરશનની વાત કેહેવી છે માટે જુઓ. રામે મોહોટી મોહોટી લડાઇ કીધી, તરવાર ચલાવીને ઘણા લોકોના જીવ લીધા, પણ પાપી લોકોને તારવા શારૂ તેણે કંઇજ કીધું નથી. કરશન કેહેવો હુતો એ શંમંધી ભાગવત વાંચી જુઓ. તેણે ચોરી કેહેવી કીધી, જુઠું કેહેવું બોલો, છીનાલું કેહેવું કીધું, ધોબીનો જીવ કેહેવો લીધો, ને પોતાના મીતર જુધીશટરને જુઠી વાત કેહેવડાવા માટે ઊપદેશ કેહેવો કીધો એ શરવ વાત વાંચીને જુઓ પછી એ પર ભાવ રાખવો કે નહી તે શારૂ તમે વીચાર કરો. અરે તે શરવ વાત વેદશાશતર પુરાંણમાં લખેલી છે. હમે પોતાના મનથી વધારીને કઇ કેહેતા નથી. હવે એ શરવ વાત મનમાં લાવીને તથા ખરા પરમેશવરની જે નીશાણી છે તે પણ ધ્યે-

આનમાં લાવીને એ ખરા પરમેશવર છે કે ખોટા માટે વીચાર કરવો જોઇએ.

કેટલા એક લોક કેહેછે કે પરમેશવરે જો પાપ કીધાં તોપણ તે પાપને પાપ નહીં કહીએ એ કેહેવું છે? પાપ જે છે તે પાપજ છે જો કોઇએ કીધું તોપાણ પાપજ છે. પરથવીનો મોહોટો રાજા જે છે તેણે જો જુલમથી બીજાની વશતુ લીધી તો તેણે ચોરી કીધી નહીં શું એમ બોલવું જોઇએ? બીજાનો જીવ જો તેણે લીધો તો તેણે ખુન કીધું નથી શું એમ કેહેવું જોઇએ? પોતાનાં મનમાં તમે વીચાર કરી જુઓ તો એ વાત શંબંધી તમને શમજણ પડશે. જેનું ગનાન મોહોટૂં છે તેણે જો ભુંડુ કાંમ કીધું તો તેહેનું પાપ વહતું છે, જેનું ગનાન થોડું છે તેણે જો ભુંડું કાંમ કીધું તો તેહેનું પાપ પેલા કરતાં હલકુંછે, નાહાના

છોકરાએ જો ભુંડું કામ કીધું તો પાપ તેહેને લાગેછે ખરૂં પણ કોઈ મોહોટા ગનાની માંણશે જો તેજ કાંમ કીધું તો છોકરાના પાપ કરતાં તેહેનું પાપ મોહોટું કેહેવાએછે.

જેહેવો રાજા તેહેવી પરજા એટલે રાજા જે છે તે શરવ પરજાથી મોહોટો છે માટે જેંમ તેચાલેછે એ જોઇને તેહેની ચાલ પરમાંણે શરવ લોક ચાલેછે. તે જેંમ કંઇ કરે છે એ જોઇને તેહેનાં કાંમ પરમાણે શરવ કરેછે. જો તે શારે મારગે ચાલેછે તો શરવ લોક શારે મારગે ચાલેછે, પણ તે જો શારો મારગ મુકીનેં ભુંડું કરવા લાગો તો શરવ લોક ખરાબ થઇને પાપ કરેછે. બાપને જોઇને છોકરાં ચાલેછે. શેઠને જોઇને ચાકર ચાલેછે. તેંમ જેહેવો દેવ તેહેવો ભકત, એ વાત પણ ખરી છે. જેં-

મ નાંહાનો છોકરો પોતાનાં બાપનાં કાંમ જોઇને તેજ કામ કરેછે તેમજ ભકત પોતાનાં દેવનાં વરણન શાંભલીને જેંમ દેવે કીધું તેમ તે પોતે કરવા ચાહેછે. જો તે નથી ચાહાતો તે ખરો ભકત નથી. કેંમ કે એ ખરા ભકતની નીશાણી છે. એશંબંધી કરશને પોતે ઊપદેશ કીધોછે. ભગવત ગીતાનાં તીજા અધ્યાયમાંના વીશમા શલોકમાં એંમ લખેલું છે.

यद्यदाचरतिश्रेष्ठस्तत्तदेवेतरोजनः॥
सयत्प्रमाणंकुरुतेलोकस्तदनुवर्त्तते ॥

હેનો અરથ હેવો છે કે જે મોહાટું માંણશ છે તે જેંમ કરેછે તેમ બીજાઓ કરશે. જો હું ખબરદારીથી શારાં કામ નહી કરીશ તો મને જોઇને શરવ લોક શારો મારગ છોડશે, ને હું ભરશટ કરવાનું કારણ થઇને લોકોનો નાશ કરીશ, એંમ કરશ-

ને કહું ને તેની વાત ખરીછે. જે દેવ છે
તેણે ઘણું કરીને શારે મારગે ચાલવું જોઇ-
એ. તે જો ખરો મારગ મુકીને ભુંડું કરવા
લાગો તો પરથવી પર એકલું પાપજ થશે.
કરશને જે કહું તે ધેઆંનમાં લાવીને તેનો
ઇનશાફ કરો. તે ખરો પરમેશવર છે કે
નહી હેનો વીચાર કરો. હું તમને એક વાત
પુછુ છઉં જો પરમેશવર ચોરી કરવા લાગો
તો તેહેની બીહીક ચોરને કેંમ લાગશે? જો
પરમેશવર જુઠો થઇને જુઠું કરવા લા-
ગો તો જે જુઠા છે તેઓ શું તેથી બીહીશે?
પરમેશવર શરવનો ઇનશાફ કરનાર છે. જો
તે પાપી થઓ તો પાપીઓનો ઇનશાફ શી
તરેહ કરશે? પાપીઓને શજા કેંમ કરશે? તો
જે દેવનાં અંગપર પાપ લાગેછે તે ખરો પ-
રમેશવર નથી એ વાત શાફ છે. પણ બ-
રમા વગેરેનાં અંગપર પાપ લાગેછે માટે

તેઓ પર ભાવ કેમ રાખવો? પાપી લોકોને તો શાશારૂ તેઓએ કંઇજ ઊપાએ કીધો નથી, તે પોતેજ પાપી છે તેઓને પણ તારનાર જોઇએ, તો તેઓ બીજાઓને શી તરેહ તારશે?

તો ભાવ કોહોના પર રાખવો જોઇએ હેવું જો તમે પુછોછો તો શાંભલી લો.

પરમેશવરનો દીકરો ઇશુખરીશટ જે જગતનો તારનાર છે તેનાજ પર પોતાનો પુરો ભાવ રાખો, કેમકે તેપર તમારો ભાવ રાખવો લાએક છે. તેહેનાં વરણન કેહેવાં છે એ શાંભલો. તેહેના ધરમ પુશતકમાં એમ લખેલું છે કે પેહેલાં એક પુરશ તથા એક અશતરી એ બે માંણશ પરમેશવરે પેદા કીધાં તેઓને પરમેશવરે શુધ પવીતર પાપ વગરનાં કરાં, તેઓનાં મન પવીતર હતાં, તેઓનો શભાવ શુધજ

હુતો, ને તેઓને પાપની વાશનાં મુલગી નોહોતી, તેઓ શુખી હુતાં, ને જો તેઓએ પરમેશવરની આગના તોડી ન હોત તો શારવકાલ શુખી તથા શુધ રેહ્યાં હોત. પરમેશવરની આગના માંનવાનું ને તોડવાનું તેઓનું શાંમરથ હુતું. પણ તેઓએ પરમેશવરનું અપમાન કરીને તેહેની આગના તોડી તેથી તેઓ પાપી થઆં, તેઓની પવીતરાઇ ગઇ. તેઓનાં મન માહા અશુધ થઆં ને તેઓનો શભાવ બદલાઇને અપવીતર થઓ તેવારથી પરમેશવરની આગના માંનવાની તેઓને કંઇ શાકતી રેહી નહીં પણ પાપની વાશના આવવા લાગી. તે બંનો પાપી થઆં માટે તેઓનો વંશ પાપી થઓ. જેટલા લોક પરથવી પર છે તે શઘલા તે બંનોના વંશ છે માટે શરવ લોક જનમથી એકલા પાપીજ છે, જનમથી શ-

હુનો શભાવ અપવીતર છે ને શરવને જ-
નમથી પા ની વાશના છે. તે બેહુઆ-
નાં પાપથી પરથવી પાપે ભરેલી છે,
તેઓ તથા તેઓના વંશ શરવ નરકમાં
નાંખવા લાએક થઓ. પણ પરમેશવરે
જગત પર કીરપા કરીને લોકોને તારવા શારૂ
એક ઊપાએ ઠરાએવો. લોક તો કેવલ
પાપી ને પાપથકી કેવલ નબલા તથા અ-
ગનાંની તેમાટે તેઓથી કંઇ ઘટતું થતું ન-
થી, ઘટતો પશતાવો કંઇ થતો નથી, ઘ-
ટતું પરાએશચીત કંઇ થતું નથી, ઘટતું
પુન કંઇ થતું નથી, કેવલ તેઓની દુરગ-
તી થઇ. એમ થતાં પરમેશવરે તેઓ
પર કીરપા કરી તે કેવી કેવી કીધી તે
શાંભલો.

તેઓને તારવા શારૂ પોતાનો દીકરો
મોકલવાનો મનશુબો કીધો. માંણશોને

જેમ દીકરો હોએછે તેમ પરમેશવરને છે એમ ન જાંણો. પરમેશવરપણાંમાં તાણ છે; એટલે બાપ તથા દીકરો તથા પવીતર આતમાછે. તે તાણ મલીને એકજ પરમેશવર છે. પરમેશવર જે બાપ તે ઊતપન કરનાર છે, પરમેશવર જે દીકરો તે જગતનો તારનાર છે, ને પરમેશવર જે પવીતર આતમા તે લોકોનાં અશુધ મન પવીતર કરનાર છે. પરમેશવરની વાત લોકોનાં મનમાં ઘાલી રાખીને તે ગનાન ઊતપન કરેછે. જે ખરો પરમેશવર છે તે હેવોછે. ઠરાવેલે શમે પરમેશવરના દીકરા ઇશુ ખરીશટે અવતરીને કુઆરીને પેટે જનમ લીધો. તેહેની મા પુરૂષને નોહોતી જાંણતી. તે માંણશથી જનમો નથી, પણ પરમેશવરના શાંમરથથી જનમો; વાશતે જનમથી તે પવીતર હુતો. માંણશના શરખો

જીવ, માંણશના શરખી દેહ ને માંણશના શરખો શભાવ, એમ તેણે લીધું તોપણ તે કેવલ પાપ વગરનો હુતો. ઇહુદી એટલે ઇશરાઇલ લોકોમાં તેણે જનમ લીધો ને આશરે તેતરીશ વરશ જગતમાં રેહો. તીશ વરશનો થઓ પર તે ઊઘાડું શીખવવા લાગો. તે બાર વડા શીશ કરીને ગાંમ ગામ ફરતો ફરો. તેણે કદી કંઇ ભુંડું કાંમ કીધું નથી તે કદી ભુંડુ બોલો નહીં કોઇ શાથે કદી કપટ કરૂં નહીં કદી લડાઇ કરી નહીં કદી કોઇનો જીવ લીધો નહીં કોઇને કદી દુખ દીધું નહીં પણ લોકોનું ભલું કરતો ફરો. આંધલા લુલા પાંગલા બેહેરા તાવવાલા ભુત વલગેલાં હેવા જે લોક હુતા તેઓ તેહેની પાશે આવેવા ને તેણે તેઓને શમાકરા. જે કોઇ દુખી તેહેની પાશે આવતો તેહેની ખબર તે લેતો.

પરમેશવરની આગના હેવી માંનવાની લોકોને શકતી નોહોતી તે શારૂ લોકોની વતી તેણે શઘલી માંની. શારાં કાંમ કરીને તેણે લોકોને શારૂ અખુટ પુંન મેલવાં ને અંતે લોકોનાં પાપનું લાએક પરાએશચીત થવા શારૂ તેણે પોતાનો જીવ આએપો. તે પોતાના વેરીઓને શવાધીન પોતે થઓ, પછી તેહેના વેરીઓએ તેહેને માંરીનાંખો પણ જેમ તેણે અગાઊ કહું હુતું કે હું તીજે દાહાડે ઊઠીશ તેમ તીજે દાહાડે પાછો જીવતો થઇને તે ઊઠો. ને ચાલીશ દાહાડા લગી પરમેશવરની વાત કેહેતો કેહેતો તે પોતાના શીશોની જોડે રહો, પછી પરમેશવરની પાશે પાછો ઊપર ગઓ. પણ ઊપર જતી વેલા તેણે પોતાના શીશોને આગના કરી કે માહારી વાત શરવ લોકોને કેહેતા જાઓ, જે વીશવાશ

કરીને બાપતીશમ લેશે તે તરાશે પણ જે
વીશવાશ કરતો નથી તે નરકમાં જશે હેવો
તેણે જગતનો ઊધાર કીધો. હવે જે
લોક પોતાનાં મનમાં પાપનો ખરો પશ-
તાવો પામીને પાપનો ખેદ કરીને ઇશુપર
ભાવ રાખશે તેઓ તરાશે. તેઓનાં પાપ
પરમેશવર માફ કરશે, તેઓનાં અશુધ મન
પવીતર આતમા પવીતર કરશે, પાપની ઇ-
છા છુટી જશે ને પરમેશવરની વાતને શાર
હેત બેશાશે. ઇશુખરીશટે હેવું વચન કહું છે
કે જે કંઇ માહારે નાંમે તમે પરમેશવરની પાશે
માગશો તે તમને મલશે. એ કેવી વાત
છે હેનો વીચાર કરો. તમને જો દુખ
નહીં, તમને જો નરક નહીં, તમને શુખ
થાએ, જો તમને પરમેશવરની કીરપા થા-
એ તો શરવ ખોટા દેવોને મુકીને પરમેશ-
વરના દીકરા ઇશુ ખરીશટપર પોતાનો ભા-

વ રાખો હેનો પુરો વીચાર કરો. તમારો પોતાનો પુરો ભાવ તે પર રાખવા માટે તે કેહેવો લાએક છે એ જુઓ. જે નીશાણી ખરા પરમેશવરની છે તે નીશાણી પણ તેની છે તેણે કદી પાપ કરૂં નથી તેહેને પાપ કેવલ ભુંડું લાગે છે તેણે તમને પાપથી તારવા શારૂ પોતાનો જીવ આએપો એ તેહેનું કેટલું હેત છે એ તેહેનું હેત શાંભલીને તેહેની ગમ તમારી ખેંચ શું નથી લાગતી? અરે તમે પોતાના પાપનો ખેદ કરીને પાપની ફીકર રાખીને ઇશુ ખરીશટને શરણે આવો તેહેના પર પોતાનો પુરો ભાવ રાખો પછી તેહેના ધરમમાં આવીને તેહેની બધી આગના માનીને તેહેને મારગે ચાલતાં કરો. ઇશુ ખરીશટ પર જે વીશવાશ રાખેછે તેઓ ફશવાના નથી પણ પાર પડશે તે ઊપર જે વીશવાશ રાખતો ન-

થી તેનો નાશ થાશે કેમકે ઇશુ ખરીશટ એકલોજ તારનારો છે તે વીના બીજુ કો-ઇ તારનારો નથી. ઇશુ ખરીશટના ધરમમાં આવીને તેના મારગે ચાલવું એવો ઊપર ઊપદેશ કરેઓ છે. તેનો ધરમ કેવો તેનો મારગ કેવો એ શારીપઠે જાંણવા શારૂ તેનું ધરમ પુશતક વાંચીજુઓ. તેના ધરમ પુશતકનો તરજુમો કરેઓ છે. જેને જોઇએ તેણે મુંબઇમાં અથવા નાશકમાં અથવા પુણામાં અથવા નગરમાં ઇશુ ખરીશટના ધરમ કેહેનારા મીશનેરીઓ છે તેઓની પાંશે જઇને માંગવો એટલે તેને મલશે. ઇશુ ખરીશટના ધરમમાં આવવું એટલે ટોપી ઘાલવી ને ડગલો પેહેરવો હેવો અરથ છે એંમ કેટલાએકને લાગેછે. અથવા દારૂ પીવો માશ ખાવું હેવો અરથ છે એંમ બીજાઓ જાંણેછે પણ એમ જે

શમેજેછે તેઓ ભુલેલા છે કાંજે એવી કંઇ વાત નથી ટોપી અથવા પાગડી ઘાલવામાં કંઇ નથી. જેહેના મનમાં આવે તે પાઘડી બાંધે જેના મનમાં આવે તે ટોપી ઘાલે, ને જો કોઇના મનમાં આવે તો તે રૂમાલ બાંધે; હેવી વાતશંમંધી ઇશુ ખરીશટના ધરમ પુશતકમાં કંઇ આગના લખી નથી. એ વાત કેવલ હલકી છે. પાપથી છુટકો શી રીતે થશે જીવનો ઊધાર કેંમ થશે પોતાનો નરક કેંમ ચુકસે ને પરમેશવરની પાશે શુખનું ઠેકાંણું કેંમ મલશે એ વાત મોહોટીછે. એકલી એટલીજ વાતશંબંધી ઇશુ ખરીશટના ધરમ પુશતકમાં આગના લખીછે. દારૂ પીધોજ જોઇએ અથવા માશ ખાધુંજ જોઇએ હેવું કંઇ લખું નથી. પરમેશવરે જેટલાં વાંનાં પેદા કરાં તે શઘલાં કોઇ એક કાંમને ઓશારાં છે ને પરમેશવ-

રની પરારથના કરીને તથા તેહેનો ઊપકા-
ર માંનીને જો લાધું હોએ તો તે શુધ છે
તે ખાતાં દોશ લાગતો નથી એ પરમાણે
લખું છે. દારૂ પીઇને મશત થવું એ મો-
હોટું પાપ હેવું લખું છે. જે મશત થા-
એછે તેઓપર પરમેશવરનો કરોધ છે તેઓ
તેહુની પાશે કંઇ શુખ પામવાનાં નથી પા-
ણ નરકમાં નંખાશે એમ લખું છે. જેને
માંશ ખાવાની ઈછા છે તે પરમેશવરની
પરારથનાં કરીને તથા પરમેશવરનો ઉપ-
કાર માંનીને તે ખાએ. પરમેશવરે તે
ખાવાની પરવાનગી આપી છે વાશતે ખા-
નારંને દોશ લાગતો નથી પણ જેને એ
બાબત મનમાં ભરાંતી છે તે ન ખાએ.
મનમાં શંધે થતાં જે ખાએછે, તેને પાપ
લાગે છે, શુધ મને શઘલાં કાંમ કરાં જો-
ઇએ. ખાવા પીવાની વાત કેવલ હલકી

છે, હેવી વાત શંબંધી બધાં માણુશ છુટેલાં છે, તેહેવી કંઇ આગના લખી નથી. ઇશુ ખરીશટના ધરમમાં જે આવેછે તેહેને શઘલાં પાપ મુકાં જોઇએ તેહેને પાપનો પશતાઓ કરો જોઇએ, શરવ પાપનો દવેશ રાખો જોઇએ તારનારપર શંપુરાણ ભાવ રાખવો જોઇએ; ને તેહેનું હેત તથા તેહેની બીહીક રાખીને ચાલું જોઇએ. પરમેશવરનું ભજન તથા શેવા કરવી તથા તેહેની બધી આગના પાલવી જોઇએ ને શહુનું કલાંણ શોધવું જોઇએ હેવી આગના લખીછે. એ વાત મોહોટી છે એ જીવનની વાત છે. ઓ ભાઇઓ, વલી હું તમારી વીનંતી કરૂં છઉં કે પોતાના પાપથી ફરીને પોતાનાં પાપનો પશતાવો કરીને તમે ઇશુ ખરીશટની ગમ આવો તે પર તમારો પુરો વીશવાશ તથા ઊમેદ તથા

 ભાવ કોહોનાપર રાખવો જોઇએ.

હેત તથા ભાવ રાખ્યાં કરો તથી તમારો અનંત ઉદ્ધાર થશે.

